## પ્રૌઢશિક્ષણ માટેનું પ્રમાણીત સાહિત્ય

### સંપાદકો : ગિજુભાઈ અને તારાબેન


૧ ગણપતિ બાપા
૨ ચેલૈયો
૩ ઊભું હતું, ઊભુ હતું
૪ હજામડી
૫ કબાટ
૬ બાળ૦ બીરબલ-૧
૭ ગોપીચંદ
૮ બાળનાટકો-૧
૯ હંસ અને હંસા
૧૦ તીરંદાજ
૧૧ ગામડામાં મળજો
૧૨ બાળપ્રવાસો
૧૩ મારા ગોઠિયા
૧૪ જરા હસો
૧૫ ક્યાંથી આવ્યાં
૧૬ મકનો ને રાક્ષસ
૧૭ રૂપસિંહ-રામસિંહ
૧૮ ટપાલની પેટી
૧૯ ગધેડું
૨૦ ચીડિયાખાનું
૨૧ મહાસભાઓ
૨૨ કહેવતોનાં મૂળ
૨૩ ગપગોળા
૨૪ આફ્રિકા સાંભર્યું
૨૫ શબ્દપોથી
૨૬ વાક્યપોથી
૨૭ ચિઠ્ઠીપોથી
૨૮ નાના પાઠો
૨૯ મોટા પાઠો
૩૦ નાની વાતો
૩૧ ઘરમાં
૩૨ આંગણામાં
૩૩ શેરીમાં
૩૪ બાળશાળામાં
૩૫ ગામમાં
૩૬ ફરવા જઈએ
૩૭ જુગતરાંમના પાઠો
૩૮ ભોં ભોં ભોં
૩૯ ગધેડું ને ઘોડું
૪૦ દાદા દર્શને
૪૧ બાળનાટકો-૨
૪૨ સવારથી માંડીને
૪૩ કુદરતમાં
૪૪ મોતિયો
૪૫ રામજી૦ પડી ગયા
૪૬ મંગેશનો પોપટ
૪૭ ધોબીડો ધુએ છે
૪૮ પીરૂ અને-
૪૯ છાણાં થાપી આવ્યાં
૫૦ મામાની જાબ્ય
૫૧ વાડામાં
૫૨ રોજનીશી
૫૩ બાળ૦ બીરબલ-૨
૫૪ છેટા રહેજો માબાપ
૫૫ મારી ગાય
૫૬ કમળાબેનના પાઠો
૫૭ ગિરિશિખરો
૫૮ કાળા હાથ, કાળી દાઢી
૫૯ ખળાવાડ
૬૦ પૂછું ?
૬૧ ઓત૦ દીવાલો-૧
૬૨ ઓત૦ દીવાલો-૨
૬૩ બુદ્ધચરિત્ર
૬૪ ગુજરાત-મહારાષ્ટ્ર
૬૫ જોડકણાં
૬૬ કહેવતસંગ્રહ
૬૭ હરિશ્ચંદ્ર
૬૮ એમ કેમ ?
૬૯ સાજા રહીએ
૭૦ વ્યાકરણપોથી
૭૧ વરતસંગ્રહ
૭૨ રમતજોડકણાં
૭૩ શિવાજી મહારાજ
૭૪ દુહા અને સોરઠા
૭૫ વિનોદ-ટૂચકા
૭૬ બાળકોના લેખો
૭૭ આપણે પોતે
૭૮ કાવ્યસંગ્રહ
૭૯ છેલ્લો પાઠ
૮૦ સંપાદકોનું કથન


### બાળસાહિત્ય ગુચ્છ


૧ જોયું ને આંખ ઠરી
૨ ઠેકંઠેકા
૩ દાદાજીની તલવાર
૪ વસંત આવી
૫ તફતફ તરૂરૂરૂ
૬ વિલાયતી વાતો
૭ ગામડામાં ગયો હતો
૮ ટેક
૯ આંબો રોપ્યો
૧૦ સટરપટર વાતો
૧૧ ભેંશના શિંગડામાં
૧૨ લાલ અને હીરા
૧૩ જીવજંતુ
૧૪ હેમુભાઈના પાઠો
૧૫ કાવ્યો
૧૬ પક્ષીઓ
૧૭ વૃક્ષો
૧૮ વિજ્ઞાન


# બાળ સાહિત્યગુચ્છ

સંપાદકો

## ગિજુભાઈ
## તારાબહેન



## વૃક્ષો

પ્રકાશક
ભગતભાઈ ભુરાલાલ શેઠ
આર. આર. શેઠની કંપની
મુંબઈ ૪૦૦ ૦૦૨ ● અમદાવાદ ૩૮૦ ૦૦૧



પુનઃસંપાદિત : પુનર્મુદ્રણ
નવેમ્બર ૧૯૮૯ : પ્રત ૨૧૦૦

રૂા. ૩—૦૦

મુદ્રક
ભગતભાઈ બી. શેઠ, શ્રી પ્રવીણ પ્રિન્ટરી
ભગતવાડી, સ્ટેશન રોડ, સોનગઢ ૩૬૪૨૫૦



ઘણાં રળિયામણાં ઝાડોમાં વડ એક રળિયામણું ઝાડ છે.

વર્ષોથી અખંડ તપ તપતાં દાઢી અને જટાવાળા યોગીરાજ જેવો વડ પૃથ્વી ઉપર બહુ વર્ષો સુધી તપે છે. વટેમાર્ગુ ઉપર આશીર્વાદની છાયા વરસાવતી લાંબી જાડી ડાળીઓ કાઢતાં વડ થાકતો નથી.

ડાળે ડાળે પક્ષીઓને રાત અને દિવસ વડનો સદાનો આવકાર છે. એના રાતા અને લીલા, પાકા અને કાચા વડના ટેટાની પક્ષીમાત્રને પ્રેમભરી મિજબાની છે.

"આવો, ઓ કુદરતનાં બાલુડાંઓ! આવો. આ ડાળીઓ તમારી છે; આ પાંદડાં પણ તમારાં છે; આ ટેટા તમારાં છે. ડાળે બેસીને કિલ્લોલ કરો; કુદરતનાં મીઠાં મધુરાં ગીત ગાઓ. ડાળેડાળે માળાઓ કરો અને એકેએક ટેટાને તમારે માટે સ્વીકારો.

"મને ધરતી માતા આપે છે અને હું તમને આપું છું. ધરતીમાં ગયેલાં મૂળ થડને પાણી પાય છે; જાડું

થઈ થડ ડાળીઓ કાઢે છે. લળતી નમતી ડાળીઓ પાંદડાંને પ્રગટાવે છે: પાંદડે પાંદડે ટેટાની લૂમો બાઝે છે.

"ધરતી માતાએ આપેલું આ બધું તમારું છે. આ નીચે ઊભેલા ગોવાળો! આવો. તમે પણ વડની ડાળે ઝૂલો ને વડવાઈએ હીંચો. તમને પણ ગીતો ગાતાં આવડે છે. નવનવાં લોકનાં ગીતો ગાજો, અને ચણવા ગયેલાં મારાં પંખીડાંનાં બચ્ચાંઓને એ ગીતો સંભળાવજો. હું તો ભાગ્યવાન કહેવાઉં. દિવસે તમને સાંભળું, સાંજે ને સવારે પંખીઓને સાંભળું, અને બપોરે નાનાં બચ્ચાંઓની કોમળ વાણી સાંભળું!

"આવો, ખેડૂતોનાં છોકરાંઓ! હળ મૂકીને બે ઘડી બેસો. આ વડવાઈનો હીંચકો બાંધી હીંચતા હિલોળા કરો. તમારાં ખેતરોની ચિંતા ન કરો. મારી ઊંચી ઊંચી ડાળો તમારા હળ ને બળદની નજર રાખશે. ભથવારીઓ! આવો. અહીં જ ભાત ઉતારો ને તમારા ભરથારોને આ મારી શીતળ છાયા નીચે ભાત ખવરાવો. ભાત ખવરાવતાં ખવરાવતાં થતી તમારી વાતો હું સાંભળીશ અને જાણીશ કે ભલા, માણસો તે કેવી વાતો કરતાં હશે?

"અને આ વટેમાર્ગુઓ! તમને વળી નોતરાં શાં આપવાનાં હોય? હું તો તમારો વિસામો છું, ને વિસામો રહેવાનો. કેટલાં ય ગાડાં, કેટલાં ય ગડેરાં, કેટલી ય વેલો ને કેટલી ય વેલડીઓ, આ દેહની છાયા નીચે



બે ઘડી થંભેલી છે. પગપાળા જનારાઓ! તમે પણ અહીં બેસો.

"અહોહો! હું તો ઘણાં વર્ષોનો જૂનો છું ને મેં કેટલું ય જોયેલું છે. પેલા મેદાનમાં સામેના ગામના લોકોને અંદર અંદર વઢતા જોયેલા, અને એ સુખિયા ગામને એમ હાથે કરીને નાશ પામતું મેં ભાળેલું. મારી આંખ તે વખતે ભીની થઈ હતી: પાંદડે પાંદડું રડી ઊઠ્યું હતું.

"અમે તો ઝાડવાંઓ છીએ, પણ અંદર અંદર બાઝતાં નથી. અરેરે, માણસો!

"એ જ ભીની આંખે પેલું નવું ગામ વસતું ભાળ્યું છે. એના લોકોનો કિલ્લોલ જોઈને એ ભીની આંખો સૂકાઈને પાછી હસતી થઈ છે.

"જંગલમાં ભુલા પડેલા કોઈ રાજપુત્રો મારી આ સૌથી નીચી ને જાડી ડાળ ઉપર વર્ષો પહેલાં રાત રહ્યા હતા.

"પેલી દૂરની નદી એક વાર આ થડ પાસેથી જ વહેતી હતી; ખસતી ખસતી હમણાં તે ત્યાં ગઈ છે. નદીનાં જળ બદલાય પણ હું કાંઈ બદલાઉં? એ ખસે પણ મારાથી કાંઈ ખસાય? હું તો વડ. કેટલાંય ઝાડોનો દાદો ને કેટલાંયનો દાદાનો દાદો!

"જૂના અનેક ઋષિમુનિઓ મારા બાપદાદાની છાયાએ તપ તપેલા. શ્રીદક્ષિણામૂર્તિ દેવ તો વડની છાયાએ જ

બેસતા ને મૂગું વ્યાખ્યાન કરી પોતાના શિષ્યોને ભણાવતા. એવા વડના કુળનો છું હું. એવી જૂનવટ છે મારી. એવા સંભારણાં છે મારાં. એવો સૌ સાથેનો સંબંધ છે મારો–વર્ષોથી આજ સુધીનો."

# નાળિયેરી

પક્ષીઓમાં મોરને માથે કલગી છે એમ ઝાડમાં નાળિયેરીને માથે મુગટ છે. પવન આવે છે ત્યારે આ મુગટ, ભજન કરના ભજનિકના તંબૂર ઉપરનાં મોર-પીંછાં જેમ ડોલે છે, તેવી રીતે ડોલે છે.

તમે ચિત્રકાર હો તો તમને ભૂરા આકાશ નીચે અને ભૂરાં ધોળાં દરિયાનાં પાણી નજીક ઊગેલા નાળિયેરીના ઝાડને આબાદ ચીતરવાનું મન થઈ જાય. તમે તેનું રાખોડિયું કાઢી, લીલી પટ્ટીથી તેને શણગારશો.

મોમ્બાસામાં આવેલી મ્નાજીમોજાની જગા હું કદી ભૂલ્યો નથી. મ્નાજી એટલે નાળિયેરી ! અને મોજા એટલે એક : એક નાળિયેરી. અસલ આ જગાએ એક નાળિયેરી હતી. પછીથી ત્યાં અનેક નાળિયેરીઓ થઈ, પણ એ જગાનું નામ તો મ્નાજીમોજા જ રહી ગયું !

એસ્કાર્પમેન્ટના શામ્બાઓ (ખેતરો) માં આવેલાં નાળિયેરીનાં ઝાડો નીચે બેસી ધરાઈ ધરાઈને નાળિયેરનાં મીઠાં પાણી પીધાં છે એ કેમ ભુલાય ?

મારાં ભાઈબંધો કાચા નાળિયેરમાંથી પાણી પીધા પછી તેમાંથી ધોળું કાચું ટોપરું મને વહાલ કરી ખવરાવતા હતા. તે વાતને વીશ વર્ષો વીતી ગયાં.

જંગબારનાં મહાફળો એટલે લીલાં નાળિયેર ઉપર મેં એક વાર કવિતા કરેલી. પણ એ ખોવાઈ ગઈ, એટલે દિલગીર છું કે અહીં લખી શકતો નથી.

જંગબાર અને પૂર્વ આફ્રિકાનો કિનારો એ નાળિયેરીનાં ઘર છે.

મહારાષ્ટ્ર, કર્ણાટક, સહ્યાદ્રિ, એ બધાં પણ નાળિયેરીનાં માહેરઘર છે. માહેરઘર એટલે પિયેર. એટલે જ દાક્ષિણી લોકોને નાળિયેર બહુ વહાલું હશે.

ટોપરાને દક્ષિણી લોકો શાકભાજીમાં સ્થળે સ્થળે વાપરે છે. ચટણીમાં ટોપરું, દાળમાં ટોપરું, શાક ઉપર ટોપરું, ખીચડી ઉપર ટોપરું, દક્ષિણી રસોઈનો, ટોપરું એ શણગાર અને સ્વાદ બન્ને છે.

કાઠિયાવાડ–ગુજરાતમાં નાળિયેરી થોડી એટલે એ લોકોએ નાળિયેર પોતાને બદલે દેવને માટે રાખ્યું. માતા પાસે નાળિયેર મૂકો, શંકર પાસે નાળિયેર વધેરો, મંગલ-કલશ ઉપર નાળિયેર મૂકો અને રાંદલમાતા નાળિયેરનાં બનાવો.

તોપણ કાઠિયાવાડ–ગુજરાતનાં કોઈ કોઇ રાનોમાં નાળિયેરીઓ થાય છે.



હુતાશનીમાં ખજૂર ને ટોપરું ખાવાનો કાઠિયાવાડમાં સારો મહિમા છે. કાઠિયાવાડના લોકો છોલાસોતા નાળિયેરમાં અંગૂઠે દબાવી અંદર સોપારી નાખી દેવાની બળવાન રમત રમે છે. હુતાશનીમાં નાળિયેર ફેંકવાની રમતો પણ ચાલે છે.

યજ્ઞોમાં નાળિયેર હોમવાનો રિવાજ છે. દેવીઓના મંદિરે આખાં નાળિયેરનાં તોરણો બંધાય છે. પિતૃ અથવા દેવ રૂપે નાળિયેર મૂર્તિ તરીકે મૂકવામાં આવે છે.

નાળિયેરની ઉપરનાં છોલાંનાં દોરડાં, કાથી, શીકાં વગેરે બનાવાય છે, ત્યારે કાચલીમાંથી આફ્રિકાના લોકો પ્યાલા અને ચમચા બનાવે છે. આપણા લોકો પાણી કાઢવાના ડોયા બનાવે છે.

કાચલીને આખી રાખી, આંખ આગળ કાણું પાડી તેને હોકાનું પાણી ભરવાનું વાસણ બનાવવામાં આવે છે. ગુડગુડ થતા હોકાની નીચે જે લંબગોળ આકારનું રંગેલું ને રૂપાની કે સોનાની બેઠકવાળું વાસણ હોય છે, તે આ કાચલી છે. દરબાર લોકો હોકાને બહુ સરસ રીતે શણગારે છે.

તમારે નાળિયેરી ઉપર ચડવું હોય તો ચડતાં શીખવું પડશે. રોજના ચડવાવાળાઓ વાંદરા જેમ તેના ઉપર ચડી જાય છે. કેડે ચામડાનો પટ્ટો બાંધી અગર પગને બે દોરડેથી બાંધી સરક સરક કરતા તેઓ ઉપર

ચડે છે. ઉપર ચડવાનું તમે તેમની પાસેથી શીખી લેજો.

તમને દાદર થઈ હોય તો કાચલીને સળગાવીને થાળીમાં મૂકી તેના ઉપર ભરેલ પાણીની બીજી થાળી ઢાંકજો. ઢાંકેલી થાળીની પાછળ ચોંટેલો રસ દાદરે લગાડજો; પણ એકદમ બળવા લાગે ત્યારે 'આયવોય' ન કરતા!

તમે આજકાલના ગ્લાસલેટિયા તેલોના શોખીન ન હો તો ચોખ્ખું કોપરેલ તેલ માથામાં નાખજો. સૂકા ટોપરામાંથી કોપરેલ તેલ કાઢવામાં આવે છે.

તમારે ત્યાં ઢોર હોય તો તમારા બાપુને કહેજો કે ટોપરાનો ખોળ પણ થાય છે. આપણે ત્યાં તલનો ખોળ ઢોરને મળે છે, અને મલબાર વગેરે દેશોમાં ટોપરાનો ખોળ મળે છે. તેલ કાઢી લીધા પછી જે કૂચો રહે તેનું નામ ખોળ કહેવાય છે, તે તો તમે જાણતા હશો.

તમારે નાળિયેરી વાવવી હોય તો તમે શું કરશો? સારા મજાના પાકા ત્રોફા સહિતના નાળિયેરને લઈને પ્રથમ તો કેટલાય દિવસ સુધી કૂવાના પાણીમાં પલાળજો. કોઈ કૂવામાં સાચાં નાળિયેર તરતાં જુઓ ત્યારે તે વાવવા માટે છે એમ સમજજો.

લાંબો વખત પલાળેલું નાળિયેર જમીનમાં વાવજો એટલે નાળિયેરી ઊગશે. ધીમે ધીમે વધતાં પાંચછ વર્ષે એ ઝાડ ઊંચું થશે, અને એમ વધતાં ચાળીશપચાસ હાથ જશે. પછી એક દિવસે તેને નાળિયેર બેસશે. સારી એવી નાળિયેરીને દર વર્ષે આસરે પાંચસો નાળિયેર બેસે. એક નાળિયેરનાં પાંચસો નાળિયેર થાય! નાળિયેરના રાનમાં આટલાં બધાં નાળિયેર થતાં હશે ત્યારે જ એવા લોભિયાઓને ત્યાં જઈને મફત લેવાનું મન થયું હશે ને? એ લોભિયાની વાર્તા પણ તમે જાણતા હશો.



નાળિયેરીનાં પાંદડાં તમે માપશો તે સોળ સોળ ફૂટનાં લાંબાં જણાશે. તમે જોશો તો દેખાશે કે તેનાં પાંદડાં ચિરાયેલાં છે. એનું કારણ તો એમ છે કે જો પાંદડાં ચિરાયેલાં ન હોત તો નાળિયેરી પવનથી નીચે પડી જાત. પણ આ ચિરાડોને લીધે પવન પાંદડામાંથી સોંસરો ચાલ્યો જાય છે ને નાળિયેરી બચી જાય છે.

તમને થશે કે નાળિયેરી વિષે ઘણી વાતો કહી અને તમે પૂછશો: "ત્યારે ખજૂરી વિષે કંઇક કહો ને?"

લ્યો ત્યારે ખજૂરી વિષે

## ખજૂરી

હું તમને પૂછીશ કે ખજૂરીની જાતિ કંઈ? નર, નારી કે નાન્યતર? અમે કાઠિયાવાડીઓ ખજૂર કેવો કહીએ છીએ, ગુજરાત ખજાર કેવું કહે છે, ને ઝાલાવાડ ને કચ્છમાં ખજાર બિચારી કેવી કહેવાય છે!

પરદેશી લોકોની ઘણી વાર આવી જ વલે થઈ પડે છે. ખરી રીતે આપણે આરબ લોકોને પૂછવું જોઈએ કે ખજારની કઈ જાતિ છે.

શિયાળામાં ખજાર ઠેઠ અરબસ્તાનથી આવવા લાગે છે ને હુતાશની ઉપર તો ચારેકોર ખજૂરદાળિયા થઈ જાય છે! મૂળાનો જેમ લાડવા સાથે મેળ છે, તેમ દાળિયા સાથે ખજૂરનો મેળ છે.

હુતાશનીમાં લોકો એકબીજાને ત્યાં ખજૂર અને હારડા ભેટ તરીકે મોકલે છે, નોકરલોકો ને મજૂરલોકો શેઠ પાસેથી ખજૂરની ગોઠ માગે છે.

લોકસમૂહ ખજૂર–દાળિયાને હુતાશનીના અગ્નિમાં ફેંકે છે.



હુતાશનીમાં ખજૂર ખાવાની શરતો પણ ચાલે છે. તમને ઠંડા પહોરનું ગપ્પું લાગશે, પણ અમારા ગામમાં હુતાશની ઉપર એક માણસ ઠળિયાસોતો અધમણ ખજૂર ખાઈ ગયો હતો!

ખજૂરને ઘીની સાથે ખાવાનો રિવાજ પૈસાદારોના ઘરમાં છે.

નવાઈની વાત છે કે આરબોએ આપણે ત્યાં આણેલા આ ખજૂરને ફરાળ તરીકે ઉપવાસી લોકો વાપરે છે. પણ એ લોકો જવાબ આપશે કે એ તો ફળ છે, અને તે ખજૂરી ઉપર થાય છે.

આપણે ત્યાં ખજૂરીઓ થાય છે પણ તેના ઉપર ખજૂર થતો–થતી–થતું નથી, કારણ કે આપણો ઉનાળો ખજૂરીને ટૂંકો અને નરમ પડે છે. હવે તમારા ખ્યાલમાં આવે છે કે અરબસ્તાનનો તાપ અને ઉનાળો કેવા સખત હશે?

ખજૂર જાણે પહેલાં તો વહાણમાં બેસીને આપણા દેશમાં આવતો; પણ હવે તે આગબોટમાં બેસીને આવે છે. એડન બંદરેથી લાખો ખાંડી ખજૂર આપણા દેશમાં આવે છે. ડાબલીમાં રાખેલો બહુ મીઠો ને આખી પેશી-વાળો મસ્કતી ખજૂર મેં હિન્દી મહાસાગર ઉપર ખાધેલો. સ્ટીમર ઉપરના મારા આરબ પાડોશીએ મને ચખાડેલો.

તમે ખારેક ખાધી છે; પણ તમે જાણો છો કે એ

ખજૂરની માશી નથી પણ ખજૂર પોતે જ છે? ઝાડ ઉપર એમ ને એમ સૂકાવા દીધેલ ખજૂર, તે ખારેકો.

ખારેકનો સ્વાદ તમે જાણો છો; લગ્નમાં ખારેક વહેંચાય છે તે પણ તમે જાણો છો; ખારેકનો પાક થાય છે તે પણ તમે જાણો છો. ત્યારે તમે ખારેક વિષે શું નથી જાણતા કે મારે કંઈ નવું લખવું ?

તમે એ વાત નહિ જાણતા હો કે તમારી સાવરણી કયા ઝાડનાં પાંદડાંની બનેલી છે. એ સાવરણીઓ ખજૂરીનાં પાંદડાંની વચ્ચેની સળીઓની બનેલી છે. ગામડાના લોકો બે જાતની સાવરણીને ઓળખે છે; એક સુરવાળીની ને બીજી બીજી ખજૂરીની. સુરવાળીની સાવરણી ઘાસની થાય છે. સુરવાળી એટલે સુવર્ણવર્ણી સોનાના જેવા રંગના ઘાસવાળી તે સુરવાળી.

ત્યારે હવે આપણે ખજૂરની વાત પૂરી કરી લઇશું. ને કાંઇ રહી જતું હોય તો તમે ઉમેરી લેજો.

## લવિંગ

આજે સવારે મોટીબહેનનું માથું દુખતું હતું અને મોળો જીવ થતો હતો ત્યારે બાએ તેને તજ, તીખાં, સૂંઠ અને લવિંગનો કાઢો પાયો; ને લવિંગને પાણીમાં વાટીને ઊનાં કરી માથે ચોપડ્યાં એટલે માથું દુખતું બંધ થઈ ગયું.

ઊલટી ન થાય માટે અમે આગબોટ ઉપર મોંમાં લવિંગ રાખતા.

પાનબીડા પર પણ લવિંગ ભરાવવાનો ઘણે ઠેકાણે રિવાજ છે.

લવિંગમાંથી તેલ અને અર્ક નીકળે છે. દાઢ કે દાંત દુખે છે ત્યારે લોકો લવિંગનો અર્ક રૂના પૂમડામાં મૂકી તેના ઉપર મૂકે છે, ને તેથી દર્દ હળવું થાય છે.

તમને ખબર નહિ હોય કે લવિંગ ક્યાંથી આવતાં હશે. અહોહો ! મેં તો મારી નજરે લવિંગનાં ઝાડના બાગ જોયેલા છે! બાગ એટલે નાની એવી ફૂલવાડી.

નહિ. પણ મોટું જબરું વન! જે વખતે લીલાં લીલાં લવિંગોથી લવિંગનાં ઝાડ લચી પડતાં હતાં ને પાંદડાં કરતાં લવિંગ વધી પડતાં હતાં ત્યારે હું પૂર્વ આફ્રિકાના જંગબાર ટાપુમાં એક વાર હતો.

જંગબારના મારા સ્વાહિલી સાથીએ જ્યારે મને કહ્યું કે "આ લવિંગનું ઝાડ છે" ત્યારે તો હું અચંબાથી તેની સામે જોઈ રહેલો. આપણા દેશમાં તો મેં એ ક્યાંય જોયેલું જ નહિ! મને વિચાર આવ્યો: "રોજ આપણે વાપરીએ છીએ તે લવિંગ આટલે બધે દૂરથી આવતાં હશે?"

લવિંગ માત્ર જંગબારથી જ નહિ પણ મલાયા ને બોર્નિઓના ટાપુઓમાંથી પણ આવે છે. ત્યાં લવિંગની જ નીપજ છે.

લીલાં લવિંગ મેં ખાઈ જોયાં. મજાનો સ્વાદ લાગ્યો. એનો દેખાવ જોતાં મને થયું: "અસલના વખતમાં લોકો લવિંગને કાનના શણગાર રૂપે કાનની બુટ્ટીમાં ભરાવતા હશે. લવિંગિયાંનો ઘાટ પણ આ લવિંગ ઉપરથી જ નહિ સૂઝ્યો હોય?" સાચે જ; લવિંગનો ઘાટ સુંદર છે; ફૂલના ગજરા જેવો. છેડે લાકડી, ઉપર ચાર પાંખડી ને વચ્ચે કળી. સૂકા લવિંગ કરતાં લીલું લવિંગ બહુ જ સુંદર દેખાય છે! આપણા દેશમાં કોઈ કોઈ



ઠેકાણે લવિંગના ઝાડ થાય છે ખરાં, પરંતુ તેના ઉપર બહુ સારાં લવિંગ થતાં નથી.

લવિંગનાં ઝાડ ઠીક ઠીક મોટાં, તેમ જ ઊંચાં થાય છે, અને આઠ વર્ષે ફળે છે.

## સફરજન

અરબસ્તાનમાંથી ને ઈરાનમાંથી ખજૂર આવેલ છે અને એકલા ઈરાનમાંથી સફરજન આવે છે.

હિંદમાં જેમ ઘણાં પરદેશીઓ વસ્યા છે તેમ ઘણાં પરદેશી ઝાડો પણ આવીને રહ્યાં છે. પરદેશીઓ જો હિંદી થઈને રહે તો હિંદ પરાયાંને પોતાનાં કરીને રાખે છે,

ઈરાનમાંથી આવેલા આ ઝાડને ખાનપાન સાથે મોટા મોટા લોકોના બાગમાં સ્થાન આપવામાં આવ્યું છે; અને મોટા લોકોને માટે જ તે મોટે ભાગે ઉપયોગી બને છે.

થોડાં ઝાડો ઉપર થોડાં ફળો થવાથી સફરજન મોંઘાં રહે છે, ને જેના ખિસ્સામાં પૈસા હોય છે તે તેને ખરીદી શકે છે. આપણા મધ્યમ માણસોને તો માંદગીમાં ડૉક્ટર કહે ત્યારે ખાવાં પડે; બાકી શોખથી તો પૈસાદારો ખાય. તેઓ તો જમ્યા પછી ફળો ખાય તેમાં સફરજનને પણ ખાય.

સફરજન એમ તો સ્વાદવાળું ફળ છે, ગુણકારી



ફળ છે, મેવાનું ફળ છે, અને અને આદરમાનને પાત્ર છે.

પણ લોકો સફરજનને ઓળખે છે તેના કરતાં ગૂંદાં, બોર અને પીલુને વધારે ઓળખે છે; સફરજન મોંઘું ફળ હોઈ એ લોકફળ નથી.

દરેક ફળ–માર્કેટમાં બીજાં ફળો સાથે નાનાં નારંગી જેવડાં, બે બાજુથી ચપટાં, ગોળ, ચકચકિત છાલવાળાં, સફરજનને તમે ઓળખી શકશો.

બાળકોને બોર અને ગૂંદાંની જેમ જ સફરજન પૂરતાં ખાવા મળે તો બાળકોના ગાલ લાલલાલ થઈ જાય. સફરજનનું ઝાડ મેં પોતે જોયું નથી તેથી તે કેવું હોય ને કેવડું હોય તે હું લખી શકીશ નહિ. મને માફ કરશો.

☆